સો ॐ હં

# ધનુષ બાણ-૧.

## લલીતછંદ.

ધનુષ ધારી જે શુરવીરો હતા
કામ આજ છે થાઓ સો *છતા ૧

ધનુપ બાણુંના દેશ આ ખરો
શંખનાદથી શુરને ભરો. ૨

અમર કૂંપીને સાથ લાવજો
મૃત્યુ સજીવન્ મંત્ર કહાવજો. ૩

તત્વ તારથી ભરતખંડમાં
શાંતિ આપજો થાય બંડ[2] ના. ૪

ધનુપ બાણથી પત્ર પોંચતાં
પુરણ વાંચીને [3]સમરમાં જતા. ૫

રચી પ્રકાશિત કર્તા


બ્રમ્હર્ષિ નારાયણ શર્મા.
( વાંસવાડા-રાજપુતાના ).





આવૃત્તિ ૧ પ્રત ૩૦૦૦ વિ૦ સં. ૧૯૭૯ માર્ગશિ:


કીંમત ત્રણ પૈસા.

* પ્રસીદ્ધ. ૨ બળવો. ૩ રણ


શ્રી ગણેશ પ્રી. પ્રેસમાં ત્રીવેદી ઇચ્છાશંકર માણેકલાલે
છાપ્યો. ઠે. પાંચકુવા રોડ, ચાર રસ્તા—અમદાવાદ

# લાવણી.

રાગ-ચાલોતો જઇએ દરશન કરવા ડાકોરમાં ઠાકોરજી બીરાજેછે.

ધનુષ બાણના શોખીન વીરો વાંચો આપી ધ્યાન જરા
શૂરવીરોની શોભાવાળી વિદ્યા ગળી ગઈ શું [1]ધરા
કે સાગરમાં ડૂબી મરી છે કાં કીધો છે સ્વર્ગ નિવાસ
(ભારત ગારત આજ દીસે છે ધનુષ બાણનો હોતાં નાશ–ટેક–૧)
મનુસ્મૃત્તિ જો મનુએ રચી તો વર્ષ થયાં છે છત્રીસ લાખ
વેદ પુરાણો જ્યોતિષ આદિ શાસ્ત્ર વિચારી રાખો યાદ
અનેક ગ્રંથો એવા એવા મળી શક્યા છે પૂર્ણ તપાસ. ભા૦ ૨
આશ્ચર્ય જેવિ વાત બની છે વીચારો સૌ વારમવાર
કૃષ્ણ અર્જુન ભીષ્મ દ્રોણને વર્ષ થયાં છે પાંચ હજાર
ગેલો બાણ વિદ્યાનો ગ્રંથ મળ્યો નહિ થયા હતાશ. ભા૦ ૩
ન વિદ્યા કેરૂં નામ જડે નહિ તેમજ આજ
ન્ય કરોડો પુસ્તક વાંચેથી શું સરશે કાજ
ાં તો હતિએ સજીવન વિદ્યા તેજ પ્રકાશ. ભા૦ ૪
રાણ સુધિમાં બાણ વિદ્યા પણ હતી ખરી
ં કંઈ નથી જડતો વિચાર્યું છે શોધ કરી
.ન નષ્ટ થઇ કહો અન્ય શાસ્ત્રનો ક્યાંથી ભાસ. ભા૦ ૫
ાટી શાસ્ત્ર રચ્યાં છે નામ ઋષિકૃત આપીને
ણુ વિદ્યાજ હશે નહિ કથ્યું હશે પ્રલાપીને
ડુ શોધન કરતાં જરૂર સત્ય જણાશે ખાસ
આજ દીસે છે ધનુષ બાણનો હોતાં નાશ. ૬




# અનુપ બાણ-૧.

हरि ॐ तत्सत्परमात्मने नमः

ભૂદેવ-પધારો પધારો ક્યાંથી આજ દયા કરી છે. અરે વીરવર્મા આજ વિષ્ણુ પર્વણી દ્વાદશી છે તેથી આશિર્વાદ દેવાને આવ્યો છું. ધનવાન પુત્રવાન, લક્ષ્મીવાન, આયુષ્યવાન ભવ (થજે) આશિષ સાંભળતાંજ **વીરવર્મા** તો ચકીત થઇને બોલ્યા કેમ ગુરૂદેવ આપનો આશિર્વાદ સફળ થશે ને ? હા કેમ નહિ જેને બ્રાહ્મણના વચનમાં શ્રદ્ધા છે તેનું સદાએ કલ્યાણ જ છે. હા ભૂદેવ એ તો ખરૂં છે પણ મને તો પાંસઠ (૬૫) વર્ષ થયાં છે હવે હું પુત્રવાન શિ રીતે થઈશ ભૂદેવ જરા ઉંડા વિચાર કરી હસીને બોલ્યા હેં હેં હેં આ જન્મે નહિ તો આવતે જન્મે તો પુત્રવાળા થશો. ધનવાન થવાનું જે વચન કહો છો તેનું કેમ થશે હમણાં તો હું જપ્તિમાં છું

જરા આશ્ચર્ય યુક્ત થઈને ભૂદેવે કહ્યું કેમ કેમ શાથી જપ્તિમાં છો. શાથી તે તમારી ભુખડી બારશના આશિર્વાદથી એમ કેમ કહો છો. કેમ નહિ કહું તમે બ્રહ્મતેજ વિનાના થઈ ગયા છો તે પગે લાગતાં પહેલાં તો આશિર્વાદ આપોછો તેથી તમો સદાએ દરીદ્રી અને પતિત થ

જાઓ છો અને અમોને અધોગતિએ પહોચાડો છો તમો નીતી ભણ્યા છો પણ નીતી પ્રમાણે વર્તતા નથી જુઓ નીતી માં શું કહ્યું છે. હા તે તો હું જાણું છું કે

श्लोक

नमस्कार विना विप्र आशिर्वादं न दीयते ॥
यजमान नरकंयान्ति विप्र चांडाल उच्यते ॥ १

અર્થ નમસ્કાર કરીને પગે લાગ્યા વિના બ્રાહ્મણે કોઈને આશીર્વાદ દેવો નહિ કેમકે તેમ કરવાથી આશિર્વાદ લેનારો નરકમાં (પાપમાં) પડે અને દેનારો ચાંડાળ ગણાય છે. અર્થાત જે પોતે ડુબે અને બીજાને પણ ડુબાડે તે અધર્મિ સમજવો.

વિચારદેવના સામું જોઇને વીરવર્માએ કહ્યું અમારા ગુરૂદેવ સમજે છે તો સીધ્ધું પણ ચાલે છે ઉંધું જયદેવે કહ્યું દરબાર એમનો શો કસુર છે બધો દેશ કાળ બદલાયો છેજેવા તમો ધનુષબાણ વિદ્યા વિનાના નિર્માલ્ય બનીને હુક્કા ગગડાવી ને બીડી–સીગારેટમાં અને દારૂ માંસમાં તેમજ બીજા અનેક દુર્વ્યસનોમાં ડુબી જઇને નૂરશૂર ખોઈ બેઠા છો તેવીજ રીતે અમારૂં સમજી લ્યો. નીતી જાણીને અમો આડે રસ્તે ન જઇએ તો તમારા શીકારનું સસલું ન બની જઇએ ! કીશોરસિંહે કહ્યું એમ કેમ અવળુ બોલો છો અમો ક્ષત્રિ ગૌ બ્રાહ્મણ અને પ્રજાનું પાલન (રક્ષણ) કરનારા છીએ

તે શું બ્રાહ્મણનો શિકાર કરી દઈએ ! સુદેવે કહ્યું હા બેશક એમ બની પડે. કેમકે આપણ બધાએ નીતીની વાતો તો ડહાપણ ભરી કરીએ છીએ પણ નીતી પ્રમાણે વર્તતા તો કોઇએ નથી. ખરી વાત તો સત્યદેવ કહેશે. **सत्यदेवे** કહ્યું તમને ખોટું લાગે તો ભલે પણ હું સાચુંજ કહિશ. તમને એ તો ખબર હશે કે ક્ષત્રિયોની દીકરી સાથે બ્રાહ્મણ લગ્ન કરતા હતા તેમજ તેમનું રાંધેલું ભોજન જમતા હતા પણ હવે કેમ તેવું કરતા નથી. જ્યારથી તમો ભ્રષ્ટ થયાછો ત્યારથી બન્ધ કર્યું છે. બાદશાહી જ્યારની થઇ છે ત્યારની દશા બદલાઈ છે, જોધબા જોધપુરના રાજાની દીકરી હતાં. પણ બાદશાહને પરણાવ્યાં હતાં. તેવા કટોકટીના વખતમાં મુસલમાનોના ભેગું ખાણું પીણું ઘણા ખરા ક્ષત્રિ બંધુઓએ કર્યું હતું તો હવે તમોજ કહો કે ખરા ક્ષત્રિ ક્યાંથી તમો ગણાઓ અને તે પૂર્વે ફરશુરામજીએ એકવિશ વખત નક્ષત્રિ પૃથ્વી કરી હતી. તેવા કારણોને લીધે સેળ ભેળ બધું થયું છે. અને તેવિ ખરાબ સોબતોની અસર પકડી રાખી છે તેને તમો કહો છો કે પ્રથમથી કેમ ચાલતું આવે છે. પ્રથમના ક્ષત્રિયોની શૂરવીરાઇને તમો ક્યાં જાણો છો.

દસરથ રાજાના વખતમાં બારદુકાળી પડી ત્યારે પ્રજાએ અરજ કરી પ્રજાના દુઃખને જોઇને દશરથ રાજાની આંખમાં આંસુ નીતરવા મંડી ગયાં બહુ અફસોસ કરીને

નીસાસો મુકી કહ્યું કે હે ભાઇઓ હું નિરૂપાય છું-મેં તમારી પાસેથી કર-વેઠ વેરા લીધા છે એટલીજ હુકમદારી તમને સતાવવાની જાણું છું પણ તમારા બાળ બચ્ચાં આજે ટળવળે છે તેવિ દુ:ખી સ્થીતીને શાંત કરવાનો હુકમ હું નથી જાણતો હું જ્યારે તમારા મહેનતની વસ્તુઓનો અનેક રીતે ઉપભોગ કરી ગયો છું અને સહાય હવે ન કરૂં તો મ્હારા જેવો કૃતઘ્ની (મહા પાપી) રાજા બીજો કોણ હોય. આમ વિચાર કરી વસીષ્ટ આદી બ્રહ્મર્ષિઓને આમંત્રણ કરીને બોલાવી પુછયું. તેનો ઉત્તર સૌની સંમતિ લઇને વસીષ્ટ રૂષીએ આપ્યો હે રાજા રોહીણીના તારા ઉપર શની રહેશે ત્યાર સુધી વરસાદ નહિ થાય. તે સાંભળી દેશ પ્રજા અને પ્રાણી માત્રની લાગણી ધરાવીને તૈયાર થયા તે દશરથ શનીશ્વરનું મૃત્યુ કરવું આદરી નીકળ્યા વસીષ્ટ મુનીએ સમજાવ્યું હે રાજા શનીના સન્મુખ ગયો તે કોઇ જીવે નહિ માટે આ સહસા કામ ન કરો તો સારૂં. દશરથ રાજાએ કહ્યું કે હે ગુરૂદેવ જ્યારે ત્યારે એક વારજ મરવું છે તો આવી દુ:ખી પ્રજાને અર્થે પ્રાણ શું કે રાજ શું જે અર્પણ કરવું પડે તે થોડુંજ છે. પરોપકારના કામોને કરવામાં ક્ષત્રિ નામ ધરાવિ પાછો કેમ પડું. રથ જોડીને શનીની પાસે પહોંચ્યા કાળ સમાન ધીગધીગતા અગ્નીની જ્વાળા જેવા શનીના ઉપર ધનુષ બાણ ખેંચ્યું પણ વિચાર્યું કે ક્ષત્રીનો ધર્મ છે કે શત્રુને સજગ કરીને ( ચેતાવીને ) મારવો

તેમ વિચારી આંખની પાંપણો ભોંય સુધી લટકતી હતી તે હાથે કરીને ઉંચી નાખી કે તુરત શનીદેવે ક્રોધ કરી આંખ ઉઘાડી જોયું તો ધનુષ બાણને ધારણ કરી ઉભેલા શૂરવીરને દેખી પ્રસન્ન વદને બોલ્યા હે રાજા તને ધન્ય છે તારી પરોપકારી વૃત્તિના કારણથીજ તું જીવતો રહ્યો છે નહીતર બળીને ભસ્મ થઈ ગયો હોત હવે જે જોઇએ તે વરદાન માગી લ્યે હું પ્રસન્ન છું પરોપકારથી ગ્રહો પણ ખુશી.

જો તમો પ્રસન્ન છો તો હું એ માગું છું કે હવે પછી તમારે કોઇ કાળે પણ રોહિણીના તારા ઉપર આવવું નહી–તથાસ્તુ. જા હું હવે સ્વયંતો નહિજ આવું પણ મારી છાયા પડવાથી કોઈ વખતે દુકાળ પડશે પણ બાર દુકાળી પડવાની નથી—ધનુષબાણનો કેવો ચમત્કાર.

જુઓ ખરા ક્ષત્રીઓના કામ કે પ્રજાને માટે પ્રાણ અને સર્વસ્વ અર્પણ કરવાની હીંમત ધરાવીને હંમેશને માટે બધી સ્રષ્ટીનું મહાભારે દુઃખ દરીયાપાર કરી દીધું. તેવીજ રીતે બાણ વડે એક વખત ઇંદ્રદેવને ખબર આપીને તેડાવ્યા હતા. અને એક વખત અયોધ્યામાંથીજ બાણ ફેંકીને રાવણની લંકાના દરવાજા બંધ કર્યા હતા. તમો તો આજે દુરબીનદ્વારા ગ્રહોને દેખવાનો પ્રયત્ન આદરો છો તેમજ તારનાં વખાણ કરો છો રેલને વિમાન માનો છો ઘોડે બેસવાનીએ શરીરમાં શક્તિ નથી તેથી મોટરોમાં

મોહાઇ ગયા છો એક મોટરના ખર્ચમાં તો ૨૦-૨૫ ગાડાં બની શકે અને તેથી કેટલા ખેડુતોને સુગમતા પડે તેનો વિચાર તમો નહિ કરો તો ખરેખર એદી જેવા થઇ જશો ત્યારે શત્રુઓને શું જીતી શકશો ? કોટ પાટલુન અને ટોપનો શોખ વધારીને ક્ષત્રીની જાતિને શર્માવા જેવા શણગાર ધરીને આજે આ આર્યભુમી [ભારતદેશ]ને પુરે-પુરો યુરોપ અમેરિકા કે વિલાયત દેશ બનાવી દેવાની તમને ધગશ લાગી રહી છે તો પછી તમારા ઉપર જપ્તિ આવે તેમાં કાંઇ નવાઇ નથી હવે ક્યાં સુધી આળસમાં ઉંઘી રહેશો.

**पोपदेवें** કહ્યું સત્યદેવ તમારૂં કહેવું તો ખરૂં છે પણ અત્યારે તો તે બાણવિદ્યા અને મૃતસજીવનવિદ્યા કોઇની પાસે રહી નથી એટલે બધાએ કોટ પાટલુન આપણા સુધાંત પહેરીએ છીએ. તે ન પહેરવાં જોઇએ તેવું સમજીએ છીએ છતાંએ પહેરવાં પડે છે શું કરીએ હવે તો તેવો રીવાજજ થઇ પડયો છે એટલે-**यद्यपी शुद्धं लोक विरूद्धं नाकरणीयं नाचरणीयम्** ॥ અર્થ—ગમે તેવા આપણ પવિત્ર ધર્મને પાળતા હોઇએ પણ તે જો લોકોથી વિરૂધ પડતો હોયતો તે શુદ્ધ ધર્મનું આચર્ણ છોડી દઇને લોકો રાજી રહે તેવું સમય પ્રમાણે વર્તી લેવું જોઇએ. કેમ મ્હારૂં કહેવું ખરૂં છે કે ખોટું. (ધર્મ ડુબે તો ભલે પણ લોક રૂઢી રાખવિ.)

જ્ઞાનદેવે પુછયું અરે પોપદેવ ખરૂં કે ખોટું તેનો જવાબ હું તમને દઈશ પણ તમો ઉપર જે કહી ગયા છો તે શ્લોક કયા પુસ્તકમાં છે એતો વેદમાં છે કે સ્મૃત્તિઓમાં કે ઉપની-શદો પુરાણાદીક કયા શાસ્ત્રોનો છે તે જરા મને પુસ્તકનુ પ્રમાણ બતાવશો? હા ચરટપંજરીકામાં છે–લાવો તે કયાં દુર છે જુઓ આ ૧૬ શ્લોકોમાંથી મને બતાવો આ છાપેલાં તો ખોટાં છે લખેલીમાં જુઓ દેખો આ રહી લખેલી આમાં છે ના નથી પોપદેવે જડદેવને પુછયું કેમ આમાં નથી? જડદેવે કહ્યું ભલે તેમાં નહોય તો મેં તો વડોદરાવાળા ગટુશાસ્ત્રિજીને મોઢે સાંભળ્યો હતો ગપોડદેવે કહ્યું હા એતો મેં પણ કાશીવાળા ગણેશ શાસ્ત્રિજીને મોઢે સાંભળ્યો છે. અને આપણા જેવા તો ઘણાએ જાણે છે.

નયનદેવે કહ્યું મેં કોઈ પુસ્તકમાં તો તે શ્લોક જોયો નથી પણ મ્હારા મોટી કાકી ગુજરી ગયા ત્યારે સરાવવાને માટે હું સીદ્ધપુર ગયો હતો. અમારા ગોરદેવ પણ શાસ્ત્રિ છે મેં તેમને કહ્યું કે દશાહથી ત્રણે દીવસ સારવામાં શું શું જોઈશે. ગોરે કહ્યું આજતો દશગાત્ર વિધાન કરવાનું છે અને કાલને માટે તો ૧૧ પદ જોઈશે તેમાં ૧૧ થાળીઓ ૧૧ લોટા વાડકીઓ ૧૧ ધોતીયાં ઉપરણા ૧૧ પંચપાત્ર તરભાણી વિગેરે અને બ્રાહ્મભોજન દક્ષણા અને ગોદાન શય્યાદાન અષ્ટમહાદાન તીલપાત્રદાન વિગેરે તે તમો લખી લ્યો

મેં કહ્યું કે ગોરદેવ આતો રાજાને કરાવવાની વિધી લખાવી પણ ઋષીમુનીઓ જંગલમાં જે રહેતા હતા તેમની પાસે આ સામગ્રી ક્યાંથી હશે ? તે માટે જેમ રૂષીઓ કર્મક્રીયા જવ તલ દર્ભ જળથી કરતા હતા તેમજ મને કરાવો. ગોરે કહ્યું કે છેક ટુંકામાં ટુંકી વિધી મેં બતાવી છે તે પણ તમો ન કરી શકો તો તિર્થમાં શું કરવા આવ્યા છો ? આતો તમને કરવુંજ પડશે ચાલો ઉઠો મુંડન કરાવો. મેં કહ્યું ગોરદેવ પંચકેશ ઉતરાવવાનું પ્રમાણ શાંસ્રાં છે કદાપી તમો ગરૂડપુરાણ કે પ્રેતમંજરીમાં બતાવશો પણ તેમાં કોઈ લેખ એવો મળતો નથી કે રૂષીમુનીઓ મુંડન કરાવતા હતા ઋષીઓને જટા હતી તેવાં તો ઘણાંએ પ્રમાણ છે. ગોર જરા નરમ પડી બોલ્યા ઋષિ મુનીઓને માટે તો કોઈ ગ્રંથમાં જોવામાં નથી આવ્યું. પણ લોક વિરૂદ્ધ આપણે રીશું તો બીજી વર્ણ આપણને માન આપશે નહી એમ કહિને ઉપરનો શ્લોક તે પણ બોલ્યા હતા. તે હું જાણું છું.

ઉપરના શ્લોક માટે બીજા ઘણાએ બોલ્યા કે ગામે ગામ અને ઘરોઘર એ શ્લોક વપરાય છે પણ કયા શાસ્રનો છે તેનો પત્તો જણાતો નથી જ્ઞાનદેવે-કહ્યું આવા પોપલી-લાના શ્લોકો જે મુળ વિનાના છે તે તો અક્ષરે અક્ષર બોલીને કંઠસ્થ કરી રાખ્યા છે. અને તેવા બનાવટી અવળે રસ્તે ઉતારનારા છે માટે તેને પ્રમાણભૂત ગણો છો—જેઓને કર્મ

ધર્મમાં આળસ છે તેઓ લોકો વિરૂધ્ધ ન કરવાના અનેક પ્રમાણો આપે છે. જેને પવિત્ર આચાર નથી પાળવો તે **स्पर्शास्पर्शन निघते** તેવાં પ્રમાણો ખોળી રાખે છે. જેને ગાંજો, ભાંગ, તમાકુ નથી છોડવાં તે કહે છે કે મહાદેવ પણ વાપરે છે ( કયે દીવસે કયે ઠેકાણે અને કોણે જોયું છે અથવા કયા શાસ્ત્રમાં પ્રમાણ છે કે મહાદેવ ખરાબ તામસી વસ્તુઓનો ઉપયોગ કરે છે ) જેને ચોરી કરવાની ટેવ નથી છુટતી તે કહે છે કૃષ્ણ પણ ચોર હતા—વ્યભીચાર કરનારા તો સર્વ દેવોને વ્યભીચારીજ ઠરાવે છે—પણ દેવોને સ્થુળદેહ અને અનાદી પદાર્થનું સેવન હોયા વિના વિષયભોગ કેમ કરી સંભવે—જે લોકોને દારૂમાંસનું સેવન કરવું છે તેવા લોકો દેવદેવીયોને મદીરા માંસભક્ષી ઠરાવીને પાપના ભાગી બને છે તેવીજરીતે અનેક દાખલા આપીને અધર્મની ઉંડી ખાણોમાં ડુબતા જઇ રહ્યા છીએ તેટલુંજ નહી પણ તેવા કારણોને લીધેજ જે ભારતનું ખરૂં ધન.ધનુષબાણ અને મૃત્યુ સજીવન વિદ્યા ગુમાવીને આજે ટકાના તેરશેર ટીચાતા ફરીએ છીએ માટે હવે આળસ છોડીને તે વિદ્યા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન પુરેપુરો કરવા તૈયાર થઇ જાઓ અને સૌ સહુના હથીઆર સંભાળો જ્ઞાનદેવનું આ વચન સાંભળીને—સૌ બળીબળીને ધુંધવાઇ રહ્યા.

કુકર્દેવ બોલી ઉઠયા હવે તે વિદ્યાનું તો નામ નિશાન

પણ રહ્યું નથી તે ક્યાંથી હવે મળી શકશે અને હથિયાર શું તૈયાર કરવાના છે આપણે તો આવા માણુસના અવતારને પામીને ખાઈ પી લીધું તે ખરૂં કાલે શરીર છુટી જાય દેહનો શો ભરૂંસો—**न जाने जानकी नाथमातःकाले किं भविष्याति** ॥ સીતાપતિ રામજીને પણ ખબર ન હતી કે સવારે શું થશે. રાજગાદીને બદલે વનવાસ જવું પડ્યું—**धर्मदेवे** પુછ્યું ભાઈ વળી આ શ્લોક કીયા શાસ્ત્રનો છે. **उत्तर** રામાયણનો છે—લાવો પુસ્તકને દેખો પાંનાં ફેરવ્યાં પણ મળ્યો નહી—કેમ નથી એ ભગવાન જાણે પણ ઘરોઘર અને ઠેરોઠેર સૌ બોલે છે **धर्मदेवे** કહ્યું ભાઈ આવા શ્લોકો અને ઉપરપ્રમાણેની અધમતાનો સંગ્રહ ભલો કરી રાખ્યો છે. કોઈ શાસ્ત્રમાં આ શ્લોક નથી જણાતો અને તેનો ભાવ પણ રામજીને અજ્ઞાની ઠરાવે છે રામજી કાંઈ નહી જાણતા હતા કે સવારે વનવાસ જવાનું છે તે વાત તદ્દન ખોટી છે કેમકે રામચંદ્રજીને ઘણા ગ્રંથોમાં જ્ઞાનિ કહ્યા છે તેટલુંજ નહિ પણ અંતર્યામિ કહ્યા છે. અને વનવાસ જતાં પહેલાં છ માસ ઉપર રામચંદ્રે સીતાજીને કહ્યું હતું કે **चोपाई—**

**सुरहित लागिसो करीय उपाई—जाईय वन परिहरि ठकुराई**

દેવતાઓની ભલાઈ માટે એ ઉપાય કરવો ઘટે છે કે આ રાજ્યની ઠકરાઈ છોડી વનમાં જવું જોઇએ—આવું પ્રથમથી સંકળી રાખ્યું હતું, તેવી અનેક ખરી બાબતોના ઉપર

તો હરતાળ લગાવવા માટે મનમોજી શ્રુતિઓ ઘડી રાખોછો અને તે જાણે ખાસ ભગવાને તમને પોષ્ટદ્વારા મોકલી આપી હોય તેવું અભીમાન ધરાવો છો આ તમારી ભારે ભુલો ભરી રાખી છે તમો તો આવા શ્લોકોને પરમાત્માના રચેલા સમજો છો પણ પરમેશ્વરે તો વેદો એ રચ્યા નથી વેદો પણ ઋષિ પ્રણિત છે ત્યાં આવા મુળ વિના શ્લોકોની પુરતીઓ શા કામમાં આવે વિશ્રમદેવ ચકીત થઇને બોલ્યા આ શું કહો છો વેદો ઈશ્વર પ્રણીત નથી ! ના ભાઇ નથી જુઓ તમને પ્રમાણ બતાવું. ઐતરેય બ્રાહ્મણ ગ્રંથના મંત્રમાં કહ્યું છે કે:—

हिरण्येन परिवृतान्कृष्णान्शुक्लदतो मृगान् ॥
मष्णारे भरतो ऽ ददाच्छतं बद्धानि सप्तच ॥

સુવર્ણલંકારથી ભરેલા રંગે કાળા અને ધોળા દાંતો-વાળા લક્ષાવધી હાથીઓનું દાન મષ્ણારદેશમાં ભરત-રાજાએ આપ્યું હતું [મષ્ણારદેશ આફ્રિકામાં ટ્રાન્સવાલની પડોશમાં છે]. ઉપરના મંત્રનો ભાવ એ નીકળે છે કે ભરત રાજા જે ઋષભદેવના પુત્ર હતા તેમના થઈ ગયા પછી વેદોનો પ્રબંધ બાંધ્યો જણાય છે તેથીજ વેદમંત્રમાં ભરતનું નામ અપાયું છે. જો ભરતના જન્મ પહેલાં વેદો ઇશ્વરપ્રણીત હોય તો તેમાં ભરતનું નામ હોવું નથી સંભવતું વધુ વિગત માટે ઋગ્વેદના ૮) મંડળમાં દેખો પણ ઋષિ–મુનીઓનો રચેલો જે મહત્વ ભરેલો

વેદ હતો તે પણ અત્યારે તો તુટક થઈ ગયો જણાય છે કેમકે તમામ શાસ્ત્રો વેદનું અંગ છે તો પછી બાણ વિદ્યા તેનું અંગ કેમ નહિ? અને તે ધનુષબાણ વિદ્યાનો તો એક શ્લોક સરખોએ કોઈ તમો બતાવતા નથી જ્યારે તમોને બીજા બધા શ્લોકો અને શ્રુતિસ્મૃત્તિ પુરાણ ઇતિહાસ ઉપનીશદો જ્યોતિષ વૈદીક વિગેરેના મ્હોટમ્હોટા ગ્રંથો પુરેપુરા મળી ચુક્યા છે તો બાણવિદ્યા અને મૃતસજીવન વિદ્યા તેમજ શંખનાદથી સૌને ખબર આપવાની કળા કે જે અત્યંત ઉપયોગી છે તેનો પત્તો કેમ કોઈ બતાવતા નથી—આવી ખરી વસ્તુઓ વિનાનો વેદ તે લંગડો કહી શકાય તેટલુંજ નહિ પણ જીવ વિનાના દેહ જેવો મૃતક થઈ ગયો ગણાય જો હવે તે વેદ સહિત બધાં શાસ્ત્રોને સજીવ સત્ય રાખવાં હોય તો ધનુષબાણ તથા મૃતસજીવન વિદ્યાની પ્રાપ્તી કરવા માટે આપણે સર્વ બંધુઓએ પ્રતિજ્ઞા કરી લેવી ઘટે છે કેમકે તે વિદ્યા વિના ક્ષત્રી રાજાઓ આપણા શિષ્ય થતા નથી અને ગંજેડુ-ભંગેડુ ને ગુરૂ કરે છે તેથી તેઓ ગેરાડુ નીશાખોર થઈ ગયા છે તેમને કર્મધર્મ કે જ્ઞાનનો ઉપદેશ બ્રાહ્મણ વિના કોણ શીખવે? બહુધા સૌ વર્ણને બ્રાહ્મણ ગુરૂ કરવો ઘટે છે.

સત્યદેવે કહ્યું તેથીજ મને તમારી બેઠકમાં બેસવું ગમતું નથી હવે હું બધા ભાઈઓને ચેતવણી આપીને જણાવું હવે દેશની શું સ્થિતિ અને ધર્મની શું હાલત થશે. તે

તમારે બધાંને જાણી લેવું જોઇએ. બે ચાર વર્ષની અંદર કાંઈકાંઈ નવું ને નવું થશે, રાજનિતિ અને ધર્મનિતિનો બદલો થશે બસો વર્ષ ઉપર થઈ ગયેલા એક મહાત્મા લખે છે કેઃ—

**पोथी पुस्तक खोटां पडशे रहेशे काजीना कुरान**

**आलम घणी आवशे झलके लाल नीशान**

**दक्षणथी दल उलटे आवे जांबुद्विप माही**

**ब्रम्हांड तो डोले थायरे दिल्ली हेरादे सांई**

આ તો બે કડીઓ કહી પણ તેનું આખું પુસ્તક છે અને તેમાં ઘણું સરસ જાણવા જેવું આપણા ઉપયોગનું છે. તે પુસ્તકનું નામ **आगमवाणी** અને **सुखसिंधु** પ્રષ્ટ ૨૯૧ કાગળ ગ્લેજ છતાં કીં. ૦–૧૨–૦ પોષ્ટેજ જુદું એક વખત મંગાવી વાંચવા જેવું છે. લાયબ્રેરીઓમાં તેને રાખવાની ખાસ જરૂર છે. સમય ચુકી જશો તો પસ્તાવું પડશે.

ઉઠો **ધર્મદેવ** અને જ્ઞાનદેવ હવે આપણે કયારે આ-વવું ધનુષ બાણ આવે ત્યારે ભગીરથ ચોથી પેઢીએ ગંગાજી લાવ્યાં હતા માટે હીંમત રાખવી. ગુરૂદેવ પ્રણામ–બ્રાહ્મણ જો ન સુધરે તો બીજાઓને જરૂર સુધારશો. શિષ્યોના સુધર્યા વિના હવે ગુરૂઓ સુધરવાના નથી.

**हरिः ૐ दासोस्मि જય સચ્ચિદાનંદ.**

**लेखक ब्रम्हर्षि विश्वनाथात्मज नारायण शर्मा (वंशपुर)**

**(મ. સં. ૧૯૭૯ ભાદ્રપદ શુ. ૧૧.**

# ભારતનું ભવિષ્ય યાને

## आगमवाणी અને सुखसिंधु. ભાગ ૧ લો,

(પુસ્તકાલયમાં રાખવાનિ ખાસ જરૂર છે.)

બસો વર્ષ ઉપર થઈ ગયેલા મહાત્માએ ભાંખેલું ભારતનું ભવિષ્ય વર્તમાન સમયને લાગુ પડતું તેમજ થવા કાળને સુચવ્યું છે. અને ભારતનો અદલોબદલો તેમજ કલકી અવતારના કર્તવ્યને તથા દેશોદય, જ્ઞાનોદય, આત્મોદય અને અને જ્ઞાતિ ઉન્નતિના સંપૂર્ણ રહસ્યથી રસમય ભરપુર ગદ્ય પદ્યમાં છે, વધુ પ્રશંસાની જરૂર નથી નામ તેવા ગુણો છે; ઉપર પ્રમાણેની ઉન્નતિ ચહાનારાઓએ તુરત મંગાવવું ઘટે છે, ગુજરાતિ સરળ ભાષામાં અને ગુજરાતીજ અક્ષરમાં અનેક શાસ્ત્રોના પ્રમાણો સાથે સ્પષ્ટ છે કાગળ ગ્લેજ પૃષ્ટ ૨૯૧ છતાં કીંમત ૦-૧૨-૦ પોષ્ટેજ જુદું તથા ધનુષબાણ કીં. ત્રણ પૈસા

**દશ પુસ્તક મંગાવનારને એક પુસ્તક ભેટ.**

**( વેચવા મંગાવનારા એજન્ટને કમીશન મળશે. )**

પુસ્તક મળવાનું ઠેકાણું:—
**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**
ઠે. ત્રણ દરવાજા,
**મુઃ અમદાવાદ.**
**તથા દરેક બુકસેલરને ત્યાંથી નડીઆદ તથા અમદાવાદમા મળશે.**

પત્ર વહેવાર તથા પુસ્તક મંગાવવાનું મુળ ઠેકાણું.
**બ્રમ્હર્ષિ નારાયણ શર્મા.**
**ઠે. મરૂડીઆ પોળમાં ત્રીવેદી માણેકલાલ મગનલાલને ત્યા**
**મુ. મહેમદાવાદ.**
જીલ્લે ખેડા. ( ગુજરાત. )